


આદિવાસી બાળકોનું બાલપત્ર

જુલાઈ-ઓગષ્ટ ૨૦૦૭
અંક :૧૮

**સંપાદક**
વિક્રમ ચૌધરી
સુરમલ વહોનિયા

**પરામર્શક**
ભગવાનદાસ પટેલ
ચામુલાલ રાઠવા
કાનજી પટેલ
ડાહ્યાભાઈ વાઢુ

**કળા સંયોજન**
દેસીંગ રાઠવા

**મુદ્રણ સંયોજન**
નીરજ કેંગે

**પ્રકાશક**
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર
૬૨, શ્રીનાથધામ સોસાયટી, દિનેશ મિલ પાસે,
વડોદરા ૩૯૦ ૦૦૭
ફોન નં. : ૦૨૬૫- ૨૩૩૧૯૬૮


# અનુક્રમણિકા


સંપાદકીય ... ૧
કુંકણા રામકથા ... ૩
વાગુ વાગુ વાંસળી .. ૫
અંગ્રેજી મારી આસપાસ ... ૮
શું તમે જાણો છો? ... ૧૦
આપણું ગુજરાત ... ૧૨
ઠગ અને બુધ્ધુ ... ૧૪
લીમડે આવું છું (ગીત) ... ૧૬
પક્ષી જગત ... ૧૭
જીવાડનાર (ગીત) ... ૨૦
દૂરબીન ... ૨૧
ત્રણ દિકરા ... ૨૨
ભીલી મહાભારથ ...૨૭
હજામનો દિકરો ... ૨૮
ચાલો નવા શબ્દો શીખીએ ... ૩૨
ફરી મળીશું ... ૩૫


'બોલ' ના વાચકમિત્રોને વિનંતી છે કે 'બોલ'માં સમાવાયેલ વિષયોને અનુરૂપ જો કોઈ લખાણ તમારી પાસે હોય અથવા આપને લખવાની ઈચ્છા હોય તો તે લખી નીચેના સરનામે મોકલશો.


**સંપાદકશ્રી, 'બોલ'**
૧૫, કે કે પાર્ક, પટેલ નગર પાસે, શાસ્ત્રી રોડ, બારડોલી
ફોન નં. : ૦૨૬૨૨ - ૨૨૩૩૯૪

# સંપાદકીય



આજે મને તમને મારી એક વાત કહેવાનું મન થાય છે. જયારે હું ભણતો હતો ત્યારે મારા ગામમાં એક મુખ્ય શાળા અને એક વર્ગ શાળા હતી. વેકેશન પૂરું થાય પછી બધા શિક્ષકો ગામમાં ફરતા અને જે બાળક પાંચ વર્ષનું હોય તેનું નામ નોંધી તેના વાલીને શાળામાં મોકલવાનું કહેતા. હું શાળામાં દાખલ થયો. શાળામાં જવાના સમય પહેલાં મારે બકરી ચારવા જવું પડતું. હું રોજ બકરીને ચરાવીને શાળાએ જતો. શાળામાં રજા હોય ત્યારે આખો દિવસ બકરી ચરાવવા જવાનું થતું.

મારાથી મોટા અને જેઓ કાયમના ગોવાળિયાઓ હતા તેઓ સાથે મને જવાની બહુ મઝા આવતી. જંગલમાં ઘણાં ફળ ખાવાનાં મળતા. ઘરેથી રોટલો અને શાક લાવ્યા હોય તે બધા સાથે બેસી વહેંચીને ખાવાની મઝા આજે પણ મને યાદ આવે છે. રમત રમવાની મઝા તો કંઈક જુદા જ પ્રકારની હતી. દૂર પહોંચી ગયેલા બળદ કે બકરીને વાળવાનું આવે ત્યારે બહુ બીક લાગતી.





વિચાર આવતો કે જંગલી પ્રાણીઓ કદાચ હુમલો કરે તો? પરંતુ ધીરે ધીરે બીક દૂર થવા લાગી. ટૂંક સમયમાં હું બધી વનસ્પતિઓના નામ જાણતો થયો. મને ફળ અને ફૂલ ખાવાની મઝા પડતી. એ સમયે અમે શાળાના શિક્ષકોથી બહુ ડરતા. ડરવાનું કારણ શાળાએ નહીં જવાનું ન હતું પણ અમે બકરી ચરાવવા જઈએ, સાંજે લખોટા રમીએ, આટા પાટા રમીએ એ હતુ. આમ તો કબડ્ડી, ખો ખો, લંગડી જ રમત કહેવાય પરંતુ અમે તો ગીલ્લી દંડા અને આંબા પીપળી પણ ઝાડ પર ચઢીને રમતાં હતા. આજે મને ખ્યાલ આવે છે કે બાળકને તો રમવાનું જ જોઈએ. એ પછી કોઈ પણ રમત હોય. પરિણામે મારાથી વાંદરાની જેમ સડસડાટ ઝાડ પર આજે પણ ચઢી જવાય છે. લખોટાનું અચૂક નિશાન તાકવાની કળા છે જે આગળ ભણીએ છીએ ત્યારે બીજી સ્પર્ધાઓમાં કામ લાગે છે.

મને આજે લાગે છે કે વનસ્પતિશાસ્ત્રમાં સૌથી વધારે ભણેલો માણસ જે જાણે છે તેના જેટલું કે તેના કરતાં વધારે જાણકારી બકરી ચરાવતા ગોવાળિયા પાસે હોય છે. જો આટલું જ્ઞાન એની પાસે હોય તો એની પાસેથી જ્ઞાન મેળવવું જોઈએ. તે સિવાય આવા બીજા ગામલોકો છે તેની પાસે બહુ જાણકારી હોય છે તે પણ આપણે જાણવું જોઈએ. જ્ઞાન મેળવવા માટે કોઈ પણ ભેદ રાખ્યા વગર જેની પાસેથી જે જાણકારી મળતી હોય તે મેળવવા હંમેશા તત્પર રહીએ તો આપણે સારું ભણી અને શીખી શકીએ. ☺☺

**સૌ બાળ મિત્રો, શિક્ષક મિત્રો, વડીલો વાચકોને મારી વિનંતિ કે બોલમાં સમાવી શકાય એવી વાર્તા, ગીતો, ઉખાણા, જોડકણા, તમારી શાળામાં બાળકોને પ્રેરણા મળે એવા કાર્યક્રમોની માહિતી કે બાળકોના સામાન્ય જ્ઞાનમાં વધારો થાય એવી જ્ઞાન-ગમ્મત સાથેની ઉપયોગી માહિતી મોકલવા વિનંતી.**







# કુંકણા રામકથા



## રામ લક્ષ્મણની પરીક્ષા

રામ લક્ષ્મણ જંગલમાં ભેગા થઈ ન શક્યા. લક્ષ્મણ ઝૂંપડી તરફ આવ્યો. અંધારુ ઊતરી આવ્યું હતું. ઝૂંપડીમાં કંઈ દેખાતું ન હતું. લક્ષ્મણ વાંકા વળી ચૂલામાંનો અગ્નિ પ્રગટાવવા પ્રયત્ન કરતા હતા. સીતા ક્યાંય દેખાતી ન હતી. પછી રામ આવ્યા. ઝૂંપડીમાં લક્ષ્મણની હાજરી વર્તાતી હતી. બહાર સીતા દેખાતી ન હતી. રામે સીતા લક્ષ્મણ બાબતે મનમાં શંકા કરી. લક્ષ્મણને મારવા એણે બાણ ચઢાવ્યું. ત્યાં જ અગ્નિ પ્રગટયો ને ઝૂંપડીમાં માત્ર લક્ષ્મણ જ દેખાયા. રામ લક્ષ્મણે એકબીજાને સીતા વિશે પૂછયું.



રાત્રી થઈ. બન્ને ભાઈઓ સીતાને શોધવા નીકળ્યા. બીજા દિવસે રસ્તામાં હોલી, ખિસકોલી અને બુલબુલે કહ્યું કે સીતાને રાવણ લઈ ગયો છે.

વાનરનેતા હનુમાન બન્ને ભાઈઓને રાજપદથી વંચિત રાખવા માટે વનમાં મોકલાવાયા હોવાની વાત પણ જાણતા હતા. બન્નેની કાબેલિયત ચકાસવા હનુમાને બન્નેની નજર સામેથી એક અબળાનું અપહરણ કર્યું. લક્ષ્મણે કહ્યું,''ભાઈ, આ વાત સાચી નથી, સારી પણ નથી. 'અબળાને મદદ કરવી આપણી ફરજ છે. સીતાના અપહરણ વખતે તમારા જેવા જ વિચાર ધરાવતા માણસે જોઈ હોવાથી કોઈએ એને બચાવી નથી. હું મારી નજર સમક્ષ એક અબળાનું અપહરણ નહીં થવા દઉં.'' લક્ષ્મણે બાણ કાઢયું. હનુમાન સમજી ગયા. પાછા વળી પોતાનો પરિચય આપ્યો. રાવણને હરાવવા બધી જ મદદ કરવાની તૈયારી બતાવી.







હનુમાન દરિયો તરીને લંકા ગયા. ત્યાંથી બધી માહિતી ભેગી કરી પાછા વળ્યા. મધદરિયે હનુમાનનું મદન ખર્યું. એ મદન એક મચ્છકન્યાએ ઝીલ્યું. નવ ઘડીમાં એણે એક મનુષ્યબાળને જન્મ આપ્યો. એક જ દિવસમાં એ યુવાન બની ગયો. એ યુવાને રાવણની નોકરી લીધી.

રાવણના ગુપ્તચરોએ દરિયામાંથી સુરંગ ખોદીને રામ લક્ષ્મણનું અપહરણ કરી લંકાના એક મંદિરમાં કેદ કર્યા. એની ચોકી કરવા હનુમાનના પુત્રને બેસાડયો. રામ-લક્ષ્મણને શોધવા હનુમાને વનનરોની ગુપ્તસેના કામે લગાડી. રામ-લક્ષ્મણને મંદિરમાં કેદ કરેલ હોવાની વાત જાણી હનુમાન એમને મંદિરે છોડાવવા ગયા. ત્યાં પોતાના પુત્ર સાથે તુમુલ યુદ્ધ કર્યું. હનુમાને ચોકીદારને એની માતા વિશે વિગતે કહ્યું અને રામ-લક્ષ્મણને છોડાવી હનુમાન પાછા વળ્યા. ☺☺







# વાગુ વાગુ વાંસળી



એક ગામ હતું. આ ગામમાં છ ભાઈ અને એમની બહેન રહેતા હતા. આ છ ભાઈઓ કાયમ માટે શિકાર કરવા જતા. શિકાર કરીને તેનું ભોજન બનાવીને જમતા હતા.

એક વખત ભાઈઓ શિકાર કરવા માટે નીકળ્યા ત્યારે પોતાની બહેન ખાલી બેડે સામે મળી. ભાઈઓ બહેન પર ખૂબ ગુસ્સે થયા. ભાઈઓએ કહ્યું,“તુ કેમ ખાલી બેડે આવી? અમને અપશુકન થયા છે. આથી જો અમને જંગલમાંથી શિકાર મળે નહીં તો અમે તારું માંસ બનાવીને ખાઈશું.” આમ બોલી તેઓ જંગલ તરફ ગયા. તેઓ દૂર દૂર સુધી શિકાર માટે ભટક્યા પણ શિકારમાં કાંઈ જ મળ્યું નહીં. તેઓ ખાલી હાથે ઘરે ફર્યા. ઘરે આવીને તેઓએ પોતાની બહેનને મારીને તેનું માંસ બનાવ્યું. બધા જ ભાઈઓએ માંસ ખાધું. નાનાભાઈએ વિચાર્યુ, “બહેનનું માંસ ન ખવાય આતો મહા પાપ છે.” એવું સમજી નાનાભાઈએ માંસ ખાધું નહીં અને એક રાફડામાં માંસને મૂકી દીધું. થોડા સમય પછી આ જગ્યા પરથી વાંસ ફૂટી નીકળ્યો.







વાંસ મોટો થયો. એક દિવસે એક બાવો ત્યાંથી પસાર થયો. બાવાએ વિચાર્યું,'આ વાંસ ખૂબ સરસ છે.' વાંસળી બનાવવા માટે બાવો વાંસ કાપી લે છે. બાવો પોતાના ઘરે જઈને તેની વાંસળી બનાવે છે.

વાંસળી તૈયાર થઈ ગયા પછી બાવો વાંસળી વગાડતો વગાડતો ગામમાં જાય છે. બાવો ઘરે ઘરે ખાવાનું ઉઘરાવે છે. બાવો ફરતા ફરતા પાંચ ભાઈઓના ઘરે વારાફરતી જાય છે. વાંસળીના સૂર આ સમયે બદલાય જાય છે અને વાંસળી વાગે છે, " વાગુ વાગુ વાંસળી, પાપી ભાઈને ઘેર વાગુ વાગુ વાંસળી." આ સાંભળીને ભાઈ ગુસ્સે થાય છે, અને તે પોતાની પત્નીને કહે છે, "બાવાને ઝટ ખાવાનું આપી દે." આમ પાંચ ભાઈને ઘરે વારા ફરતી વાંસળી વગાડી. બધા જ ભાઈઓ બાવા પર ગુસ્સે થયા. બાવો છેલ્લે નાનાભાઈને ઘરે જાય છે. બાવો વાંસળી વગાડે છે, "વાગુ વાગુ વાંસળી ધર્મી ભાઈને ઘેર." વાંસળી વાગતાં જ નાનોભાઈ વાંસળી ખરીદવા તૈયાર થાય છે. નાનોભાઈ બાવાને કહે છે, "મહારાજ આ વાંસળી મને આપો." બાવો વાંસળી નાનાભાઈને વેચી દે છે. નાનોભાઈ બાવાને ભોજન અને વાંસળીની કિંમત આપી દે છે. નાનોભાઈ આ વાંસળી પડારમાં ખોસી દે છે. નાનોભાઈ પોતાની પત્ની સાથે બારણું બંધ કરીને પોતાના ખેતરમાં ખેતી કામ માટે જાય છે અને બંને સાંજે પાછા ફરે છે. ઘરનું બારણું ખોલ્યું ત્યારે જોયું કે સાંજની રસોઈ તૈયાર છે અને માટલામાં પાણી ભરેલું છે. ભાઈ ભાભીને નવાઈ લાગી. બીજા દિવસે પાછા ફર્યા ત્યારે પણ આ રીતે ઘરનું કોઈપણ કામ બાકી ન હતું. આમ દરરોજ થવા લાગ્યું.

એક દિવસે ભાઈને શંકા થઈ અને ભાઈ ખેતર ગયો નહી. ભાઈએ પોતાની પત્નીને એકલી જ ખેતરે મોકલી. ભાઈ ઘરમાં સંતાઈ ગયો. થોડી વાર પછી વાંસળીમાંથી સુંદર સુર નિકળે છે અને ધીરે ધીરે વાંસળી સ્ત્રીનું રૂપ ધારણ કરે છે. સ્ત્રી ગાતા ગાતા રસોઈ બનાવા લાગે છે. થોડીવાર પછી પાણી ભરવા બહાર નિકળે છે. ભાઈ ધીરેથી એની સામે જઈને એનો હાથ પકડીને પુછે છે,"તું કોણ છે? કયાંથી આવી છે ?" સ્ત્રી કહે છે,"હું તમારી બેન છું, જયારે તમે બધા ભાઈઓ શિકારે ગયા હતા ત્યારે શિકાર ન મળતાં પાંચેય ભાઈઓએ મારુ માંસ બનાવીને ખાધું હતું. તેં મારુ માંસ ન ખાતાં રાફમાં મૂકી દીધું







હતું. હું તેમાથી વાંસ બની હતી. એક બાવાએ તે વાંસમાંથી વાંસળી બનાવી. બાવો ગામમાં ખાવાનું ઉઘરાવવા માટે આવ્યો ત્યારે તે એ વાંસળી ખરીદી. વાંસળીને તે પડારમાં ખોસી હતી. તમે ખેતરે જતાં હતા એટલે હું વાંસળીમાંથી સ્ત્રી બનીને પાણી ભરતી, રસોઈ બનાવતી હતી. તું મારો સાચો ભાઇ છે. તેં માંરુ માંસ ના ખાધું એટલે હું તારા ઘરે પાછી બેનના રૂપમાં આવી છું. આ સાંભળી ભાઈ ખૂબ ખુશ થઈ ગયો. નાનાભાઈને પોતાની બેન મળી ગઈ. આમ ભાઈ ભાભી તથા બહેન સંપીને રહેવા લાગ્યા. ☺☺





# અંગ્રેજી મારી આસપાસ



બાળ મિત્રો,

વેકેશન પૂરું થયું હવે ફરીથી આગળના વર્ગમાં ભણવાનું શરૂ થઈ ગયું હશે બરાબર ને? અત્યાર સુધીમાં તમે 'બોલ' દ્વારા ઘણું અંગ્રેજી શીખ્યા પણ તેમાં જુદી જુદી રીતે સતત મહાવરો કરવાની જરૂર છે. વેકેશનમાં તમે ચોક્કસ અંગ્રેજી શીખવાના પ્રયત્નો ચાલુ રાખ્યા હશે અને નવા શબ્દો પણ શીખ્યા હશો. ચાલો તમારા અંગ્રેજી શબ્દજ્ઞાનની કસોટી કરીએ.

અંગ્રેજી મૂળાક્ષરોમાં સ્વર (vowel) અને વ્યંજન (consonant) નો સમાવેશ થાય છે. તેમાં સ્વર પાંચ છે. a, e, i, o અને u તે સિવાયના બાકીના મૂળાક્ષરો વ્યંજન તરીકે ઓળખાય છે. ચાલો નીચેની ખાલી જગ્યાઓ માત્ર સ્વરથી પૂરો અને શબ્દો બનાવો.

| | | | |
|---|---|---|---|
| B _ Y | _ Y _ | M _ _ N | B R _ D G _ |
| J _ G | C _ T | K _ N G | P _ _ C _ C K |
| P _ G | S _ _ | F _ R M _ R | B _ LL _ C K |
| G _ N | B _ _ K | P _ N C _ L | B _ F F _ L _ |
| S _ N | N _ S _ | F _ R _ S T | _ M B R _ L L _ |





આ અંકમાં આપણે આંકડાઓ સાથે પણ પરિચય કેળવીશું. શરૂઆતમાં એક થી દસ સુધીના આંકડા લઈશું અને ત્યાર પછી આગળ વધીશું.

| | | | |
|---|---|---|---|
| ૧ | One | વન | એક |
| ૨ | Two | ટુ | બે |
| ૩ | Three | થ્રી | ત્રણ |
| ૪ | Four | ફોર | ચાર |
| ૫ | Five | ફાઈવ | પાંચ |
| ૬ | Six | સીક્સ | છ |
| ૭ | Seven | સેવન | સાત |
| ૮ | Eight | એઈટ | આઠ |
| ૯ | Nine | નાઈન | નવ |
| ૧૦ | Ten | ટેન | દશ |

બાળ મિત્રો તમને ખબર છે અંગ્રેજીમાં એક વાક્ય એવું છે જેમાં અંગ્રેજીના બધાજ મૂળાક્ષરો સમાઈ જાય છે. કેટલાક એક કરતાં વધુ વાર આવે છે પણ એક પણ મૂળાક્ષર બાકી રહેતો નથી.

Quick brown fox jumps over the lazy dog.

---



જવાબ

૯ boy = છોકરો, jug = કૂજો, pig = ભૂંડ, gun = બંદૂક, sun = સૂર્ય, eye = આંખ, cat = બિલાડી, sea = દરિયો, book = ચોપડી, nose = નાક, moon = ચંદ્ર, king = રાજા, farmer = ખેડૂત, pencil = પેન્સિલ, forest = જંગલ, bridge = પૂલ, peacock = મોર, bullock = બળદ, buffalo ભેંસ, umbrella = છત્રી

# શું તમે જાણો છો?



૧) સૂર્યથી સૌથી નજીકનો ગ્રહ કયો છે?

(૧) શુક્ર (૨) શનિ (૩) બુધ (૪) મંગળ

૨) કૌરવો અને પાંડવોનું યુદ્ધ કયા સ્થળે થયુ હતુ ?

(૧) પંજાબ (૨) ઉત્તરપ્રદેશ (૩) હરિયાણા (૪) ઉત્તરાંચલ

૩) દ્રાક્ષની ખેતી માટે પાયા પર નીચેનામાંથી કયા રાજયમાં થાય છે ?

(૧) હિમાચલ (૨) મહારાષ્ટ્ર (૩) કર્ણાટક (૪) પંજાબ

૪) દિવાળીબેન ભીલનું નામ કયા સંગીત સાથે જોડવામાં આવે છે ?

(૧) લોકસંગીત (૨) શાસ્ત્રીય સંગીત (૩) ફિલ્મી ગીતો (૪) સુગમ સંગીત

૫) નીચેનામાંથી ગુજરાતનું કયું શહેર અકીકના પથ્થર માટે જાણીતું છે ?

(૧) ભરૂચ (૨) ઓખા (૩) ખંભાત (૪) ભાવનગર

૬) અફીણની ખેતી કયાં થાય છે ?

(૧) ઉત્તર પ્રદેશ (૨) બંગાળ (૩) આસામ (૪) કર્ણાટક

૭) ‘ વંદે માતરમ્ ’ ના રચયિતા કોણ છે ?

(૧) રવીન્દ્રનાથટાગોર (૨) બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય

(૩) શરતચંદ્ર ચટ્ટોપાધ્યાય (૪) આમાંના કોઈ નહિ







૮) એક મિલિયન એટલે શું થાય ?

(૧) એક લાખ (૨) એક કરોડ (૩) પચાસ લાખ (૪) દસ લાખ

૯) કમ્પ્યુટરમાં સી.પી.યુ. નો અર્થ શું થાય ?

(૧) સેન્ટ્રલ પ્રોસેસિંગ યુનિટ (૨) સેન્ટ્રલ પ્રિન્ટિંગ યુનિટ
(૩) કમ્પ્યૂટર પ્રિન્ટિંગ યુનિટ (૪) આમાનું કંઈ જ નહિં

૧૦) 'સુનામી' કઈ ભાષાનો શબ્દ છે ?

(૧) ચાઈનીઝ (૨) કોરિયન (૩) જાપાનીઝ (૩) મલેશિયન

૧૧) પૃથ્વીના ઉપગ્રહનું નામ આપો.

(૧) પ્લૂટો (૨) ચંદ્ર (૩) શુક્ર (૪) મંગળ

૧૨) ડાયનાસોર શું છે ?

(૧) એક ટાપુ (૨) અવકાશયાન (૩) પ્રાગઐતિહાસિક પ્રાણી (૪) એક રોગ

૧૩) મકરસક્રાંતિના વખતે નીચેમાંથી શું બને છે ?

(૧) ગુરુનો મકર રાશિમાં પ્રવેશ (૨) સૂર્યનું મકર રાશિથી પ્રસ્થાન
(૩) સૂર્યનો મકર રાશિમાં પ્રવેશ (૪) ગુરુનું મકર રાશિમાંથી પ્રસ્થાન

---

જવાબો

(૧) બુધ (૨) હરિયાણા (૩) મહારાષ્ટ્ર (૪) લોક સંગીત (૫) ભરૂચ (૬) ઉત્તરપ્રદેશ (૭) બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય (૮) દસ લાખ (૯) સેન્ટ્રલ પ્રોસેસિંગ યુનિટ (૧૦) જાપાનીઝ (૧૧) ચંદ્ર (૧૨) પ્રાગઐતિહાસિક પ્રાણી (૧૩) સૂર્યનું મકર રાશિથી પ્રસ્થાન





# આપણું ગુજરાત



ભારત આપણો દેશ છે. આપણે બધા ભારતમાતાના સંતાનો છીએ. ભારતમાં ૨૮ રાજ્યો અને ૭ કેન્દ્રશાસિત પ્રદેશો આવેલા છે. આપણે ગુજરાતમાં રહીએ છીએ. ગુજરાત રાજ્યનું પાટનગર (રાજધાની) ગાંધીનગર છે. મહમદ બેગડાના સમયે એક વખત ગુજરાતનું પાટનગર ચાંપાનેર (પાવાગઢ) ખસેડાયું હતું. હિંદની બહારથી આવીને ગુજરાતમાં વસેલા ગુર્જરો પરથી ગુજરાતનું નામ 'ગુજરાત' પડ્યું હોવાનું મનાય છે. ગુપ્તવંશની પડતી થયા બાદ (છઠ્ઠી સદીમાં) ગુજરાત રાજ્ય સ્વતંત્ર રાજ્ય તરીકે વિકાસ પામ્યું. ૧ મી ૧૯૬૦ના રોજ ગુજરાત રાજ્યની સ્થાપના થઈ હતી.




ગુજરાત રાજ્યની વસ્તી ૫,૦૬,૭૧,૦૧૭ છે. ગુજરાત રાજ્ય ૨૫ જિલ્લામાં વહેંચાયેલું છે. રાજ્યના કુલ તાલુકા ૨૨૫ છે અને ૧૮૫૦૪ ગામડાં આવેલા છે. ગુજરાત રાજ્યની મુખ્ય ભાષા ગુજરાતી છે. ગુજરાત રાજ્યમાં અલગ અલગ જાતિના લોકો વસે છે. અહીં હિંદુ, મુસ્લીમ, પારસી, શીખ, જૈન, આદિવાસી વગેરે સૌ સંપીને સાથે રહે છે. ગુજરાત રાજ્યની પૂર્વ પટ્ટીમાં સાબરકાંઠાથી લઈને ડાંગ સુધી મોટાભાગે આદિવાસી રહે છે. તેથી તેને આદિવાસીની પૂર્વપટ્ટી કહેવામાં







આવે છે. ગુજરાતમાં ૩૦ જેટલા અલગ અલગ જેવા કે રાઠવા, ડુંગરીભીલી, પંચમહાલી ભીલી, ગરાસિયા, ધાનકા, ભીલ, નાયક, પટેલિયા, દુબળા, ચૌધરી વગેરે જાતિના આદિવાસી રહે છે.

ગુજરાતમાં મુખ્ય વ્યવસાય ખેતીનો છે. ખેતીમાં મુખ્યત્વે ઘઉં, મકાઈ, ડાંગર, બાજરી, કપાસ, મગફળી, તમાકુ, જુવાર વગેરે પાકો લેવાય છે. ગુજરાતના માનવીઓ વેપાર-ધંધામાં ઊંડી સૂઝ ધરાવે છે. ગુજરાત રાજયમાં સુતરાઉ કાપડનો ઉદ્યોગ, ખાંડ ઉદ્યોગ, સિમેન્ટ ઉદ્યોગ, કાગળ ઉદ્યોગ ખૂબ વિકસ્યા છે. દરીયા કિનારે આવેલું અલંગમાં જહાજ બનાવવાના ઉદ્યોગ મોટા પ્રમાણમાં વિકસ્યો છે. શેરડીનો રસ કાઢીને ખાંડ બનાવાય છે. શેરડીના કૂચામાંથી કાગળ બને છે, તેમજ બળતણ તરીકે પણ તે વપરાય છે. ગુજરાતની અમુલ ડેરી ખુબ પ્રખ્યાત અને તે આણંદ જિલ્લામાં આવેલી છે.

ગુજરાતના ગરબા દુનિયાભરમાં જાણીતા છે. ગુજરાતના લોકમેળાઓમાં તરણેતરનો મેળો, ભવનાથનો મેળો, શામળાજીનો મેળો, ડાંગ દરબાર ખૂબ જાણીતા છે. ગુજરાતમાં આવેલ પાટણ જિલ્લાના પટોળા સાડી ખૂબ જ પ્રખ્યાત છે.

દક્ષિણ ગુજરાતના વિસ્તારમાં જંગલો વધારે હોવાથી ત્યાં વરસાદ પણ વધારે પડે છે. ગુજરાત રાજયનો સૌથી ઊંચામાં ઊંચો પર્વત ગિરનાર છે. આ ઉપરાંત સાપુતારા, પાવાગઢનો ડુંગર, બરડાનો ડુંગર, ભુંજિયો ડુંગર વગેરે નાના ડુંગરો આવેલા છે. ગુજરાતની મુખ્ય નદીઓ તાપી, નર્મદા, મહી, સાબરમતી, બનાસ, શેત્રુંજી અને ભાદર છે. કેવડિયા કોલોની નજીક નવાગામમાં નર્મદા નદી ઉપર મોટો બંધ બાંધવામાં આવ્યો છે. જેને 'સરદાર સરોવર' કહેવામાં આવે છે. ગુજરાતનું સૌથી મોટું સરોવર નળસરોવર છે જે અમદાવાદ પાસે આવેલ છે. ગુજરાતનો દરિયા કિનારો વિશાળ છે. નકશામાં પાણી દેખાય છે (ગુજરાતની દક્ષિણે) ત્યાં અરબી સમુદ્ર આવેલો છે. ગુજરાતના દરિયા કિનારે મત્સ્યઉદ્યોગ મોટા પ્રમાણમાં વિકસ્યો છે.

ગુજરાત મહાત્મા ગાંધી, સરદાર વલ્લભભાઈ પટેલ જેવા મહાન આઝાદીના લડવૈયા તેમજ નરસિંહ મેહતા જેવા સર્વશ્રેષ્ઠ કવિ અને ઠક્કર બાપા જેવા સામાજીક કાર્યકર્તાઓની જન્મભુમી છે. ☺☺





# ઠગ અને બુધ્ધુ



એક ગામમાં એક ઠગ અને એક બુધ્ધુ રહેતા હતાં. બંન્નેમાં ખુબ મિત્રતા હતી. એક દિવસે બુધ્ધુ ડબ્બો ભરીને છાણાની ઉપર ઘી લઈને વેચવા નીકળ્યો. એજ સમયે ઠગ વાંસની તલવાર બનાવી વેચવા નીકળ્યો. ઠગ કહે છે, 'હું તલાવર વેચું છું તું શું વેચે છે, ભાઈ ?' બુધ્ધુ કહે છે, 'ઘી વેચું છું ભાઈ.' ઠગ બુધ્ધુને છેતરવા કહે છે, 'ભાઈ, ઘી મને આપી દે અને હું તને તલવાર આપું છું. ઘી તો થોડા દિવસમાં જ પૂરું થઈ જશે પણ આ તલવાર તો જીંદગી સુધી ચાલશે.' એમ કરીને બુધ્ધુને તલવાર આપી અને ઠગે ઘીનો ડબ્બો માગી લીધો અને બંને જણા છૂટા પડ્યા. આગળ જઈને ઠગે જોયું તો ડબ્બામાં થોડુંક ઘી અને નીચે છાણા હતાં. બીજી બાજુ બુધ્ધુએ જોયું તો તલવાર વાંસની બનાવેલી હતી. આ જોઈને બુધ્ધુને લાગ્યું કે ઠગે એને છેતર્યો છે. અને તે ઠગને શોધવા નીકળી પડ્યો. ઠગ મળ્યો ત્યારે કહ્યું,''તું બુધ્ધુ ને હું ઠગ. ચાલ આપણે બંને પરસ્પર સમજી જઈએ.'



બુધ્ધુએ ઠગને મહેમાન તરીકે આમંત્રણ આપ્યું. જમણવાર થયા પછી બંન્ને સુવા ગયા. ઠગે થાળીમાં પાણી રેડીને શીકા ઉપર મૂકી તે સૂતા સૂતા બોલ્યો, 'મારી થાળી સોનાની છે.' બુધ્ધુએ આ વાત સાંભળી. એ રાત્રે ઊઠ્યો, પપૈયાના ઝાડનો ડંડો તોડીને લઈ આવ્યો. થાળીમાંનું બધું પાણી ડંડા દ્વારા ચૂસી લીધું અને થાળી શીકા ઉપરથી ઉઠાવી લીધી. બુધ્ધુએ જઈને નદીમાં થાળી ડુબાડી દીધી. રાત્રે ઊઠીને ઠગે જયારે જોયું તો ત્યાંથી થાળી ગાયબ હતી. તેણે જોયું કે બુધ્ધુ તો સૂતેલો જ હતો. તેનું નિરીક્ષણ કર્યું ત્યારે બુધ્ધુના બંને પગ પર નદીના કાદવનો ડાઘ હતો. તેથી આ જોઈને ઠગ નદીમાં ગયો અને નદીમાથી થાળી શોધી લાવ્યો.





સવારે ઉઠીને બંન્નેએ જોયું કે એમના એકબીજાને છેતરવાનો પ્રયત્ન નિષ્ફળ જાય છે.તેથી બંને વિચાર કરે છે. આપણે આમ કર્યા કરીએ તે સારું નથી. ચાલો આપણે મળીને કંઈક ધંધો કરીએ.' ઠગ કહે છે, 'ત્યાં એક મોટા માણસ ગુજરી ગયા છે. તેમની પાસે પુષ્કળ પૈસા હતા. ચાલ ત્યા જઈને આપણે કલા આજમાવીએ.ઠગ બુધ્ધુને કહે છે કે તું કબરમાં લપાઈ જજે. હું ત્યાં જઈને કહીશ. બુધ્ધુ કબરમાં જઈને લપાઈ જાય છે અને ઠગ વડીલના છોકરાઓને જઈને કહે છે,' તમારા પિતાએ મારી પાસેથી બે હજાર રૂપિયા ઊછીના લીધા  છે અને હજુ મને પરત કર્યા નથી. તમે મને એ રૂપિયા પરત કરી દો.' છોકરા ઈનકાર કરવા લાગ્યા ત્યારે ઠગ કહેવા લાગ્યો, 'ચાલો આપણે કબરે જઈને પૂછાવડાવીએ' છોકરાઓને બોલાવીનેઠગ કબરે લઈ ગયો. અને કબરને પૂછ્યું, 'તમે મારી પાસે બે હજાર રૂપિયા ઊછીના લીધેલા, નહિ ને ?' બુધ્ધુએ કબરમાંથી જવાબ આપે છે, 'છોકરાઓ તમે આને પૈસા આપી દેજો. પૈસા વસૂલ ન થાય ત્યાં સુધી ભગવાન મને સ્વર્ગમાં લઈ જવાના નથી.' છોકરાઓ તે ઠગને ઘેર લઈ ગયા અને તેને બે હજાર રૂપિયા ગણી આપ્યા. ઠગ લઈને પૈસા લઈ પોતાને ઘેર ગયો. થોડાક રૂપિયા ઘરની બહાર આંગણામાં સંતાડ્યા અને થોડાક એની પત્નીને આપ્યા. ઠગ દિવસે બહાર રહે અને મોડી રાતે પાછો આવે. એમ એ દેખાતો જ ન હતો.

બે ત્રણ દિવસ સુધી  ઠગ બુધ્ધુને મળવા  ન ગયો તેથી બુધ્ધુ   ઠગના ઘરે જાય છે પણ ઠગ એને મળતો ન  હોવાથી, એક દિવસ બુધ્ધુ ઠગના ફળિયામાં રાત્રે સંતાઈ ગયો.  મોડી  રાતે ઠગ આવ્યો. ઠગની પત્ની કહ્યું, 'તેં મને પૈસા આપેલા તે ખૂટી ગયા .' ઠગે કહ્યું, 'ઘરની બહાર આંગણામાં બીજા પૈસાદાટેલા છે, ત્યાંથી કાઢજે.' બુધ્ધુએ આ ભેદ સાંભળી લીધો.  બીજાદિવસે ઠગની પત્ની પાણી ભરવા ગઈ તે દરમ્યાન બુધ્ધુએ પૈસા કાઢી લીધા અને ઘાસના ઢગલામાં સંતાઈ ગયો. રાત્રે ઠગ આવ્યો. તેની પત્નીએ કહ્યું, 'પૈસા કાઢીને કોઈ નાસી ગયો.' ઠગ શોધવા લાગે છે. ઠગને શંકા થઈ. આ બુધ્ધુનું જ કામ હશે અને તે વિચારે છે કે , બુધ્ધુ ઘાસના ઢગલામાં સંતાઈ ગયો હશે. અને તે તેને બોલાવે છે પણ બુધ્ધુ બહાર નીકળતો જ નથી. ઠગે વિચાર કર્યો અને ગાવીતને ત્યાં ગયો. ગાવીતના આખલાના ગળે ઘૂઘરો હતો તે છોડી લઈને કમરે બાંધ્યો ને ઘાસના ઢગલા સાથે ઘસડાવા લાગ્યો. બુધ્ધુ પાસે પહોચ્યો ત્યારે બુધ્ધુ કહે છે, 'હટ ગાવીતના આખલા. તું મને પકડાવી દેશે લ્યા.' ઠગે કહ્યું, 'અલ્યા નીકળ, એ તો હું છું.' ત્યારે બુધ્ધુ બહાર નીકળ્યો અને તે પૈસા બંને જણાએ વહેંચી લીધા. ☺☺





# લીમડે આવું છું



કાગડો ને કોયલ
ઊડીને આવે છે
લીમડે બેસે છે
મને બોલાવે છે
ડુંગરે ઢોર ચરે છે
નાની બેન ઊંઘે છે

મા-બાપ ખેતરે છે
વરસાદ ગાજે છે
ભૂખ ઘણી લાગી
રોટલો ખાવા દો
મા ને બાપ આવે
પછી લીમડે આવું છું







# પક્ષી જગત



બાળ મિત્રો,

બોલ ના અંકથી અમે તમને આદિવાસીઓના પક્ષીજગતનો પરિચય કરાવીએ છીએ. આદિવાસીઓની પક્ષીઓ વિશેની વિવિધ જાણકારી તમને તેમાંથી મળશે જે વાંચવાની તમને મઝા આવશે અને સાથે સાથે તમારા પક્ષી વિષયક જ્ઞાનમાં પણ વૃદ્ધિ થશે.



## કાબર ચીતરી કોયલ

આદ્યિવાસી આ પક્ષીને કાબર ચીતરી કોયલ તરીકે ઓળખે છે. આ કોયલ ખૂબ જ મધુર બોલતી હોય છે. તે નાના મોટા ફ ળ તેમજ ફૂલો ખાય છે. આ પક્ષીને કોઈ લોકો કાબરી કોયલ પણ કહે છે. આદિવાસીઓમાં એવી માન્યતા છે કે જયારે કોયલ ઝાડ પર ફળ ખાતી હોય ત્યારે તે ફળ પાકીને ખૂબ મીઠું થઈ જાય છે. આ ફળને કોયલનું પાદેલુ પણ કહેવામાં આવે છે.

આદ્યિવાસી તેમજ અન્ય લોકોની માન્યતા છે કે આ કોયલ ચોમાસાની શરૂઆત થતા પહેલા અને ઉનાળાના અંતમાં બોલે ત્યારે આદ્યિવાસી ખેડૂત ભાઈઓને જગાડે છે કે હવે ખેતીનું કામ શરૂ કરો. વરસાદ આવવાની તૈયારી છે, આવું સુચવે છે.







## કોયલ

આદિવાસી તેમજ અન્ય લોકો આ પક્ષીને કોયલ તરીકે  ઓળખે છે. કોયલ કાળી હોય છે અને ખૂબ મધુર બોલે છે. આદિવાસી લોકો આ કોયલને લુચ્ચી કોયલ કહે છે. કોયલ જયારે ઇંડા મુકવાની થાય છે ત્યારે પોતે માળો બાંધતી નથી. તે પોતાના ઈંડા કાગડાએ બનાવેલ માળામાં મૂકી આવે છે. કાગડાના ઈંડા કોયલ નીચે ફેંકી દે છે. કાગડો પોતાના ઈંડા સમજી કોયલના ઈંડા સેવે છે.  બચ્ચાં મોટા થાય છે ત્યારે કોયલ પોતાના બચ્ચાં લેવા માટે જાય છે. કોયલ તેના બચ્ચાને કાગડા પાસેથી ઝઘડીને લઈ આવે છે.



## કુરસિયા

આ પક્ષીને આપણે કુરસિયા નામથી ઓળખીએ છે. આ પક્ષી બધા પક્ષીઓ કરતાં અલગ પ્રકારનું જોવા મળે છે. તેનો રંગ કાળો હોય છે જેમાં પીળા રંગની છાંટ જોવા મળે છે. કુરસિયા ઊંચે ઉડે ત્યારે આદિવાસી લોકો તેને ઊંચે ઊંડતું જોઈને વરસાદ આવવાના અનુમાનો કરે છે.







કુરસિયાનું ટોળું આકાશમાં ઊડતું હોય અને ડાબી તરફથી ગોળ ફરે ત્યારે વરસાદઆવતો નથી. કુરસિયા જમણી તરફથી ગોળ ગોળ આકાશમાં ઊંચે ઊંડતા હોય ત્યારે વરસાદ આવવાની જાણ થાય છે. કુરસિયા જો આકાશમાં સીધી હરોળમાં ઊંડતા અને અવાજ કરતાં જાય તો તે વર્ષે વરસાદ સારો પડશે એવી માન્યતા છે.



## મોર

આદિવાસી આ પક્ષીને મોરલીયો નામથી ઓળખે છે. અન્ય લોકો તેને મોર કહે છે. મોર આપણા દેશનું રાષ્ટ્રિય પક્ષી છે. મોર દેખાવમાં ખૂબ સુંદર અને સુશીલ હોય છે. તેના ટહુકા સાંભળીને લોકો પ્રફુલ્લિત થઈ જાય છે. મોર જીવડાં, સાપ જેવા ઝેરી જાનવર તેમજ દાણા ખાય છે. આવી માન્યતા છે કે મોર બોલે ત્યારે વરસાદ આવશે. મોર વિશે તેઓનું માનવું છે કે મોરને મારવા માટે ભગવાને સાત દુષ્કાળ પાડેલ તેમ છતાં મોર મર્યો નહીં. મોરને તરસ લાગી ત્યારે તે લીલી રેતી ખાઈને પણ જીવતો રહ્યો હતો. ☺☺





# જીવાડનાર





સૌ જાણો રે જીવાડનાર કોણ છે રે
જાણીને જીવન કોઈ માણો રે
સૌ જાણો રે જીવાડનાર કોણ છે રે
એકલા રૂપિયાથી જીવન ના જીવાય રે
સૌ જાણો રે રૂપિયા હાથનો મેલ રે
તે આજે છે કાલે જતા રહેશે રે
સૌ જાણો રે જીવાડનાર કોણ છે રે
ધરતી અનાજ ઉગાડે આપણે જીવશુ રે
સૌ જાણોને અનાજ ઉગાડનારને રે
અનાજ ઉગાડે તો આપણે ખાઈશુ રે
સૌ જાણો રે એને ના દુભવીએ રે
ઉગાડનાર જીવશે તો આપણ જીવશુ રે
સૌ જાણો રે જીવાડનાર કોણ છે રે
જાણી ને જીવન સૌ કોઈ માણો રે







# દૂરબીન





આપણા દેશની જેમ બીજો એક દેશ છે જેનું નામ હોલેન્ડ છે. ઈ. સ. ૧૬૦૮માં હોલેન્ડ દેશમાં એક ચશ્માના દુકાનદારે અકસ્માતે બે કાચ સાથે મૂક્યા. આ બે કાચમાંથી જોતાં દૂરની વસ્તુ મોટી દેખાઈ. આ વાતને ગેલીલિયો નામના વિજ્ઞાનીએ જાણી. ગેલીલિયોએ આ રીતે બે કાચ સાથે ગોઠવીને તેમાં આગળ સંશોધન કર્યું. ગેલીલિયો ઈટાલીના મહાન વિજ્ઞાની હતા. ગેલીલિયોએ અનેક પ્રયોગો કરીને એક સુંદર દૂરબીન બનાવ્યું, જેના વડે છેક ચંદ્રની ધરતી પરની ટેકરીઓ અને ખીણો પણ જોઈ શક્યો. ગેલીલિયોની આ શોધથી બ્રહ્માંડ કેટલું વિરાટ છે તેનો સૌને ખ્યાલ આવ્યો.

દૂરબીન દ્વારા દૂરની વસ્તુ જોઈ શકાય છે. દૂરબીન બ્રહ્માંડમાં ફરી રહેલા તારાઓ, નિહારીકા, સૂર્યકલંક વગેરે અનેક સંશોધન માટે ખૂબ ઉપયોગી નીવડી છે. ત્યારબાદ બીજા વિજ્ઞાનીઓએ વખતો વખત તેમાં સુધારા વધારા કરીને દૂરબીનને વધુ ને વધુ શક્તિશાળી બનાવ્યું છે. અમેરિકાના કેલિફોર્નિયા રાજયમાં આવેલી માઉન્ટ પાલોમરની વેધશાળામાં જે ભવ્ય દૂરબીન આવેલું છે તેનો વ્યાસ ૨૦૦ ઈંચનો છે.બ્રહ્માંડમાં દૂર દૂર આવેલા તારાઓનો અભ્યાસ કરવા માટે હબલ નામનું દૂરબીન અવકાશમાં મોકલવામાં આવ્યું છે જે પૃથ્વી ઉપર બ્રહ્માંડની અનેક રહસ્યમય માહિતી મોકલાવી રહ્યું છે.







# ત્રણ દિકરા



(ક્રમશઃ)

શિયાળે છોકરાને કહ્યું, ‘‘ચાલ ફરી બેસી જા.’’ શિયાળ તો વાયુ વેગે જાય છે. વસતી છોડી, મેદાન છોડયું, ઝાડી જંગલ, ડુંગર છોડી શિયાળ છોકરાને દૂર લઈ ગયું. રાત પડી. શિયાળે છોકરાને રાજાના રાજયમાં મૂકી દીધો. રાજમહેલથી દૂર ઉભા રહી શિયાળે છોકરાને કહ્યું, ‘‘આ ફૂલ લે.’’ રાજમહેલમાં સિપાઈઓ ચોકી કરતા હશે. તેઓ આ ફૂલની સુંગધથી સુઈ જશે. તું ઘોડા બાંધ્યા છે ત્યાં જજે. સામાન્ય ઘોડાઓ પોતાનો બરડો નીચો કરશે, ઊડતો ઘોડો પોતાનો બરડો ઊંચો કરશે. તે ઘોડાને તારે તરત જ છોડીને ચાલતા જ અહીં દોરી લાવવો.’’



છોકરો અંદર ગયો અને ઘોડાઓ પર હાથ ફેરવવા માંડયો. બધા ઘોડાઓ પોતાનો બરડો નીચો કરતા હતા. એક ઘોડા પર હાથ પડતાં જ તે ઘોડાએ તેનો બરડો ઊંચો કર્યો. છોકરો ઘોડાને છોડીને ચાલતો આવતો હતો. છોકરાના મનમાં વિચાર આવ્યો, ‘આ ઊડતો ઘોડો છે, હું શું કામ ચાલતો જાઉં ?’ તેથી તે ઘોડા પર બેસવા ગયો. ઘોડો ઊંચો હતો એટલે તેનાથી બેસી શકાયું નહીં. છોકરાએ પ્રયત્નો કર્યા પણ





બેસાયું નહીં. અવાજ થયો તેથી સિપાઈઓ જાગી ગયા. છોકરાને પકડીને સવારે રાજા પાસે હાજર કરવામાં આવ્યો.

રાજાએ સિપાઈઓને આ છોકરાને મારી નાખવાનો આદેશ કર્યો. એક સિપાઈને દયા આવતા કહ્યું, ‘‘આ એક રાજાનો દીકરો લાગે છે, એને જવા દો.’’ રાજાએ કહ્યું, ‘‘એક શરત,મને પૂનમના ચાંદ જેવી એક રાજકુંવરીને તે પંદર દિવસમાં લાવી આપે તો જવા દઉં ને આ ઊડતો ઘોડો આપું.’’

આ તરફ શિયાળ બરાબર ખિજવાયું હતું. છોકરો ડરતાં ડરતાં શિયાળ પાસે ગયો. શિયાળ ઢોંગ કરી સૂતું હતું. શિયાળને ઢંઢોળી છોકરો જગાડવા ગયો તો શિયાળે છોકરાને ખેંચીને લાત મારી. શિયાળ ખિજવાયું, ‘‘તને ઘોડા પર બેસીને આવવાની ના પાડી હતી ને?’’

છોકરો નિરાશ થઈ ગયો. તે ચુપ જ રહ્યો.

શિયાળે ફરી પોતાની પીઠ પર બેસી જવા કહ્યું. શિયાળ તો પવન વેગે નીકળ્યું. આખો દિવસ મુસાફરી કરી સાંજે તેઓ પૂનમના ચંદ્ર જેવા મુખડાવાળી રાજકુંવરી રહેતી હતી તે નગરીમાં પહોંચી ગયા. શિયાળ અહીં પણ રાજમહેલથી દૂર જ ઊભું રહ્યું.

શિયાળે કહ્યું, ‘‘આ ફૂલ લઈ જા.’’ રાત્રે બાર વાગે રાજકુંવરી સ્નાન કરવા માટે રૂમની બહાર આવશે. રાજકુંવરી બહાર આવે તે સમયે તું મેડીના દાદર પાસે ઉભો રહેજે. રાજકુંવરી આવે કે તરત એના માથામાં પાછળથી આ ફૂલ નાંખી દેજે. એ વખતે રાજકુંવરી તારી સાથે આવવા કહેશે. તે વખતે તારે રાજકુંવરીને લઈ તરત જ ચાલ્યા આવવું મોડું કરવું નહીં.’’

છોકરાએ રાજમહેલમાં પ્રવેશ કર્યો એટલે ફૂલની સુગંધથી સિપાઈઓ જાગતા હતા તે ઊંઘી ગયા. છોકરો અંદર જઈ દાદર પાસે સંતાઈ ગયો. બાર વાગે રાજકુંવરી નીચે આવી કે તરત જ છોકરાએ તેના માથામાં ફૂલ નાંખી દીધું. રાજકુંવરી બોલી, ‘‘ હું તો તારી સાથે આવવાની. હું સ્નાન કરીને તૈયાર થાઉં પછી આપણે જઈએ.’’

સ્નાન કરી લીધા પછી રાજકુંવરીએ કહ્યું, ‘‘હું પિતાને કહી આવું કે મારા પતિ જોડે હું જાઉં છું.’’

રાજકુંવરે વિચાર્યું, ‘‘ભલેને તે બાપુજીને મળી લે. એમાં શું ખોટું છે?’’ એમ સમજી છોકરાએ મળવા





જવાની મંજૂરી આપી. રાજકુંવરીએ પિતાને જઈ કહ્યું,“ હું મારા પતિ સાથે જાઉં છું.” પિતાજીએ કહ્યું,“તારો પતિ? તારા તો લગ્ન બાકી છે, તારો પતિ ક્યાંથી? ક્યાં છે તારો પતિ? મને તે બતાવ.”

રાજાએ તરત સિપાઈઓને છોકરાને પકડવાનો આદેશ આપ્યો. સિપાઈઓએ છોકરાને પકડીને રાજા પાસે હાજર કર્યો. રાજાએ તેને મારી નાંખવા સિપાઈઓને આદેશ આપ્યો. રાજકુંવરે આજીજી કરી કહ્યું, “હું રાજાનો દીકરો છું, મને માફ કરો.” રાજાને દયા આવી, ‘તું રાજકુંવર છે તો એક શરતે તારી સાથે મારી દીકરી પરણાવું.’ સામે ડુંગર દેખાય છે તે સાત દિવસમાં ખોદીને સપાટ કરી દે, તો મારી દીકરી તારી જોડે પરણાવું. રાજકુંવરે શરત સ્વીકારી લીધી. રાજાએ ચોકી પહેરો ગોઠવી દીધો. રાજકુંવર તો સવાર થઈ ને ડુંગર ખોદવા લાગી ગયો. છ દિવસ પૂરા થઈ ગયા પરતું પોતાને દાટી શકાય એટલો ખાડો પણ ખોદાયો નહીં. સાતમે દિવસે સાંજે સિપાઈઓ કહેવા લાગ્યા, “હવે તારાથી આ કામ પૂરું થાય તેમ નથી. આમ પણ હવે તું મરવાનો જ. એના કરતા હવે શાંતિથી ઊંઘી જા અને અમને પણ ઊંઘવા દે.” રાજકુંવરે પણ વિચાર્યું, ‘હવે આ કામ પૂરું થાય એમ નથી તો ચાલ ઊંઘી જાઉં’ ને બધા ઊંઘી ગયા.







રાત્રીના અગિયારેક થયા હશે અને ત્યાં શિયાળ આવ્યું. શિયાળે રાજકુંવરને જગાડયો. છોકરાએ શિયાળની વાત માની ન હતી તેથી તે ગુસ્સામાં હતું. શિયાળે એક મંત્ર ભણીને પૂંછડી ફેરવી એટલે ડુંગર એકદમ સપાટ થઈ ગયો. શિયાળે કહ્યું, ‘‘હું ત્યાં બેઠો છું. કાલે સવારે રાજા તને પરણાવશે. આજે તને રાજકુંવરી તો મળશે, પરંતુ તારે રાજમહેલમાંથી ઊડતો ઘોડો લેવાનો છે. તારી પત્નીને તો તે રાજાને આપી દેવી પડશે. આ સમયે રાજાને કહેવું, આ સુંદર પૂનમના ચાંદ જેવી યુવતી તમને લાવી આપી, હવે મને ઘોડો તૈયાર કરી આપો. ઘોડો તૈયાર કરી આપે પછી કહેવું જતાં જતાં મારે બે શબ્દો રાજકુંવરીને કહેવા છે. આ સમયે રાજકુંવરીને નજીક બોલાવજે એ પહેલાં તારે ઊડતા ઘોડા પર બેસી જવું. રાજકુંવરી પાસે આવે કે તરત એક હાથ પકડીને ઊડતા ઘોડા પર બેસાડી દેવી. બીજા હાથે લગામ ખેંચવી જેથી તે જ ઘડીએ ત્યાંથી ભાગી શકાય. ત્યાંથી સીધા પક્ષી છે ત્યાં જવું. ત્યાં પક્ષીનું પાંજરું તૈયાર કરવા કહેવું. તેઓ તૈયારી કરે તે સમયે ઘોડો સીધો જ નીચે લઈ જવાનો અને પગના અંગૂઠામાં પીંજરાને ભેરવી લેવું.’’

સવાર થઈ રાજાએ જોયું તો ડુંગર સપાટ કરી દીધો હતો. આંખ ચોળી ફરી જોયું. ગઈ કાલે તો ડુંગર હતો જ, આજે તો બધું સપાટ છે. આ બધી માટી ગઈ ક્યાં ? સિપાઈઓ ના દેખાયા. રાજાએ બીજા દિવસે વચન પ્રમાણે રાજકુંવરીનાં લગ્ન પેલા છોકરા સાથે કરાવી દીધાં. બંને થોડા દિવસ ત્યાં રહ્યાં. તેઓને બીજી જગ્યાએ પહોંચવાનું હતું એટલે રાજાને કહ્યું, ‘‘હવે અમે ઘરે જઈએ, અમારી રાહ જોતા હશે.’’

પૂનમના ચાંદ જેવી કન્યા આપીને ઊડતો ઘોડો લેવાનો ને સોનાનું પક્ષી જયાંથી લેવાનું હતું તે બધી જ જગ્યાએ શિયાળે જે રીતે કહ્યું હતું તે પ્રમાણે છોકરાએ કર્યું. સોનાનું પક્ષી લઈને રાજકુંવર તો શિયાળે જયાં કહ્યું હતું ત્યાં પહોંચી ગયો.

શિયાળે છોકરાને ફરી સલાહ આપી, ‘‘હવે તું આકાશ માર્ગે નહીં પણ ધીરે ધીરે ચાલતો જજે. રસ્તામાં કાળજી રાખજો. તરસ લાગે તો કૂવામાંથી પાણી ન પીતા. નદી અથવા કોતર આવે તેમાંથી પીજો.’’ જતાં જતાં રસ્તામાં રાજકુંવરીને તરસ લાગી. આમ તેમ તપાસ કરી જોયું. નદી કે કોતર ન હતા.નજીકમાં એક કૂવો દેખાયો.

રાજકુંવર કૂવામાંથી પાણી કાઢતો હતો તે સમયે તેના બંને ભાઈ આવી પહોચ્યા. તેઓ કોઈને કોઈ રીતે





પક્ષી પડાવી લેવા જ પાછળ પડયા હતા. તેઓએ નાનાભાઈને કૂવામાં ધક્કો મારીને સોનાનું પક્ષી, ઊડતો ઘોડો અને પેલી સુંદર કન્યાને લઈને તેઓ રાજા પાસે પહોંચી ગયા. રાજા તો ખુશ થઈ ગયો. પક્ષી ઘોડો અને કન્યા જયાં ઊભાં હતાં ત્યાં ને ત્યાં જ ઊભાં રહી ગયાં. એમને પાણી આપ્યું તો પાણી પીધું નહીં. ચારો પણ ન ખાધો.



રાજા કહે, ‘‘કેમ કોઈ પાણી નથી પીતું? કોઈ હલન ચલન નથી કરતું.’’?

શિયાળ આવ્યું ને રાજકુંવર પર બરાબર ખિજવાયું,‘તને કહ્યું હતું કે કૂવામાંથી પાણી નહીં પીવું તું માન્યો નહીં.’ પછી શિયાળે પૂંછડી લાંબી કરીને રાજકુંવરને કૂવામાંથી બહાર કાઢયો. શિયાળે કહ્યું, ‘‘તારા બે ભાઈ તો તારા ઘરે પહોંચી ગયા છે અને તને મારવા બારણે તલવાર લઈને ઊભા છે. તું સાધુનો વેશ ધારણ કરીને તારા ઘરે જા.’’

શિયાળે છોકરાને સાધુ બનાવી દીધો. રામ રામ કરતો સાધુ તો સીધો ઘરમાં જ પહોંચી ગયો. બંને ભાઈઓને તો એમ જ કે આ સાધુ જ છે. સાધુના પ્રવેશથી જ પક્ષી બોલવા લાગ્યું, ઘોડો હણહણવા લાગ્યો ને કન્યા હલન ચલન કરવા લાગી. રાજાને થયું આ અચાનક શું થઈ રહ્યું છે? દીકરાએ પિતાને બધી વાત કરી. રાજાએ બંને ભાઈઓને રાજય બહાર હાંકી કાઢવાનો આદેશ કર્યો. રાજાએ નાના દીકરાના ધામ ધૂમથી લગ્ન કર્યાં અને તેઓ સુખેથી રહેવા લાગ્યા. ☺☺





# ભીલી મહાભારથ





અર્જુન પાતાળથી કુંવારું સોનું લેવા જવા તૈયાર થયો. પત્ની સુભદ્રા કહે, 'અર્જુન ત્યાં જઈ પાતાળ કન્યાઓ સાથે રમશે.' અર્જુન કહે, 'વાટે જઈશ ને વાટે પાછો આવીશ.' સુભદ્રા બોલી, 'પાતાળે ન જાઓ.' પણ અર્જુન ગયો. ત્યાં એ થાકેલો એટલે બગીચામાં સૂઈ ગયો. નાના નાગે એને ડંખ દીધો એ મરી ગયો. વાસુકિની દિકરી હિરાવર બગીચે નહાવા આવી. એણે મરેલા પાંડવને ઓળખ્યો. અમર કૂંપો ને કણિયોર કાંબ મંગાવી એને સજીવન કર્યો. હિરાવર અર્જુનને પરણી. અર્જુન કહે,' મને કુંવારું સોનું આપ.' હિરાવરે એને કુંવારું સોનું બાપના ભંડારમાંથી લાવી આપ્યું. અર્જુન પાછો પૃથ્વી લોક પર આવ્યો. કચેરીમાં ગયો. કૃષ્ણ કહે,' બાપના મોક્ષ માટે અર્જુન ગયો હતો. મોંતના મોંથી એ કુંવારું સોનું લાવ્યો. યજ્ઞ કરવા હજુ ઘણું લાવવું પડશે. નારીએ વેચેલો નર પાછો લઈ આવો.' ભીમ કહે,'એ લેવા હું જ જઈશ, બીજુ તમે લાવજો. નવખંડ ધરતીના માથેથી નારીએ વેચેલો નર હું લેવા જાઉં છું. ઝટ પાછો આવું છું.' ☺☺





# હજામનો દીકરો



હજામનું એક કુટુંબ હતું. તેમને ત્યાં ત્રણ જણા હતા. થોડા દિવસમાં હજામ મરી ગયો. હવે મા અને હજામનો દીકરો એમ કરીને બે જ જણા રહ્યાં.

તે છોકરાને લોકો જ કહેતા હતા અને કહેવા લાગ્યા કે તારો બાપ હજામ હતો. હજામત કરતો હતો. હવે તેના બધાં સાધનો છે તો તું પણ હજામત કરવા જાને. છોકરાને બધાં કહ્યાં કરતાં હતાં તેથી તે છોકરો નીકળી પડ્યો. તેણે સાથે પેટી અને ચપ્પુ લીધાં અને છોકરો નીકળી પડ્યો, નિર્જન વિસ્તારમાંથી પસાર થતો અને માણસોની વસ્તીવાળા પ્રદેશમાં  ખૂબ જ દૂર નીકળી ગયો. દાઢી બનાવતો જાય છે અને પૈસા કમાતો જાય છે. એમ કરતાં કરતાં ખૂબ જ દૂર આગળ નીકળી ગયો અને ખૂબ દૂર ડુંગરોમાં નીકળી ગયો. તે છોકરાને એક રાક્ષસ મળ્યો. તે રાક્ષસ છોકરાને ખાઈ જવાનો હતો. ત્યારે છોકરો રાક્ષસને કહે છે, 'હું ગમે ત્યાં નથી નીકળ્યો પણ તારી પાસે જ આવ્યો છું.' રાક્ષસ કહે છે, 'મારી પાસે શા માટે ?' છોકરો કહે છે, 'સરકારનું નગારું ફાટી ગયું છે તેથી તારું ચામડું કાઢવા મોકલ્યો છે. ત્યારે રાક્ષસ ગભરાઈ ગયો અને કહેવા લાગ્યો, 'ખસ, ખસ મારું ચામડું ન કાઢતો. તને ઊંચકાય એટલા પૈસા આપીશ.' ત્યારે છોકરાએ 'હા' પાડી. રાક્ષસ કહે છે. 'તું જ મારે ઘેર પૈસા લેવા ચાલ.' છોકરો વિચારે છે. 'એના ઘેર ઘણા રાક્ષસો હશે એટલે મને ખાઈ જશે. તેથી હું તેમના ઘેર તો નહિ જ જાઉં પણ તેને અહીં સુધી મૂકવા બોલાવી લાવવા કહું.' પણ રાક્ષસ ન માન્યો. અને રાક્ષસને ઘેર બોલાવી લઈ ગયો. તે રાક્ષસ વિચારે છે કે હું આગળ ચાલીશ તો મારું ચામડું કાઢી લેશે. અને છોકરો વિચારે છે કે હું આગળ ચાલીશ તો મને ગળીને ખાઈ જશે. એમ વિચાર કરતા જાય છે. પણ રાક્ષસને જ આગળ ચાલવું પડ્યું. કારણ કે રાક્ષસ ખૂબ ગભરાયેલો હતો. કારણ કે સરકારના નગારા માટે સાચે ચામડું કાઢી લેશે. પણ છોકરાએ બુધ્ધિ વાપરીને જાતે જ બચવા યુક્તિ અજમાવી તે રાક્ષસને ખબર જ નહિ. તે છોકરા પાસે પૈસા ઉચકાવી જોયા. એટલા પૈસા આપ્યા પણ પૈસા તો રાક્ષસને જ ઊચકાવડાવ્યા. છોકરો ગુસ્સે થઈને કહે છે, 'આગળ ચાલ' ચાલવા માટે બીક લાગતી હતી કારણ કે છોકરાને રાક્ષસ ગળી જાય તેની બીક અને ચામડું કાઢી લેય તેની રાક્ષસને બીક. બંને જણા વચ્ચે સંઘર્ષ જામ્યો હતો. રાક્ષસને પૈસા ઘેર મૂકવા માટે બોલાવી લાવ્યો. પણ રાક્ષસ એમ કહે છે તમારા સીમાડા સુધી જ હું આવીશ. સીમાડા સુધી





આવ્યો અને પૈસા ઊતારી મૂક્યા. પછી છોકરાએ તેમને કહ્યું, 'હવે તું આગળને આગળ જ જોતો જોતો નીકળી જા. પાછુ વળીને જોતો મા નહિ તો ચામડું કાઢ્યા વગર નહિ જ રહું. રાક્ષસ ખૂબ જ પઠ્ઠો હતો તેથી એવી દોટ મૂકી કે નાનાં નાનાં ઝાડ પણ ઉખાડતો ઉખાડતો નીકળી ગયો. છોકરાએ શા માટે આવી ધમકી આપી કારણ કે તે પૈસા લઈને જાય તેવામાં પાછળથી આવીને ગળીબળી ન જાય. તે માટે આવી ધમકી આપી



અને એક ઝાડવામાં પૈસા સંતાડી ગયો. ને પોતાની માને પૈસા ઉચકવા બોલાવી લાવ્યો. મા ને દીકરો બંને જણા પૈસા ઘેર લઈ આવ્યા. મા કહે છે કે કારભારીના ત્યાં માપિયું હોય છે. ચાલો ત્યાંથી માપિયું લઈ આવીએ અને આપણા પૈસા ઢાંકીને મૂકી દઈએ.

પછી મા માપિયું લેવા કારભારીને ત્યાં ગઈ. પણ કારભારીની પત્ની ખૂબ જ પાકી બની ગઈ હતી. કારણ કે તેમના જ ત્યાં બધાં માપિયું માગવા જાય. કારભારીની પત્ની બહારથી જ પૂછે શા માટે માપિયું લેવા આવ્યા ? આવે ત્યારે સાચું ન બોલે, જૂઠું બોલે. તેથી કારભારીની પત્ની માપિયા નીચે ગાડામાં વપરાતું તેલ લગાડી દેય. તે દિવસે તે સ્ત્રી માપિયું લેવા આવી ત્યારે પણ તેલ લગાડી દીધું અને માપિયું ઘેર લઈ આવી. અને માપિયાં ભર્યા ત્યારે સાત માપિયાં ભરાઈ ગયાં. થોડીવાર થઈ અને તરત જ કારભારીની પત્ની માપિયું પાછું લેવા આવી. ત્યારે તેણે તેલ લગાવેલું હતું ત્યાં તરત જ જોયું તો પૈસા ચોંટેલા હતા. કહેવા લાગી, 'બહેન આ માપિયાં સાથે તો પૈસા ચોંટેલા છે. ક્યાંથી લઈ આવી.' ત્યારે તે સ્ત્રી કહેવા લાગી, 'ચૂપ...અડધું માપિયું ભરીને પૈસા આપું છું. પણ કોઈને કહેતી નહિ, નહિ તો અમે ખૂબજ ગરીબ





છીએ અને છે તે પૈસા પણ માગી લઈને જતાં રહેશે.' પછી અડધું માપિયું પૈસા આપ્યાં. પછી પૂછે છે, 'કેવી રીતે તમારી પાસે પૈસા આવ્યા તે પણ કહે તો ખરી' છોકરો કહે છે, 'હજામત કરવા ગયો હતો તે વિશે તને



ખબર છે કે નહિ?' મારા દીકરાને પણ બોલાવી જજે બેટા. હા, બોલાવી જઈશ, મારે થોડો તારા દિકરાને ઊચકવો પડશે, મોકલજે. ત્યાંથી પેટી અને ચપ્પુ લઈને બંને જણા નીકળી પડ્યા.

એક ઘટાદાર વડ દેખાતો હતો તેની નીચેથી તેઓ જવાના હતા. તેવામાં જે રાક્ષસ પૈસા મૂકવા આવ્યો હતો તે રાક્ષસે એવી માનતા લીધી કે પેલો છોકરો મારુંચામડું ન કાઢે તો સાત બકરા મારીને મોટા રાક્ષસોને બોલવીને મોટા વડ નીચે જમાડું. એટલે તેમને મોટા રાક્ષસોને જમાડવાની રાંધવાની બધી તૈયારી ચાલતી હતી. આ બધું પેલા છોકરાએ જોયું. આ વડ ઘટાદાર હતો એટલે તેઓ દૂરથી ચઢીને વડની ટોચે જઈને બેઠા. ત્યારે રાંધવાનું પતાવીને બધા રાક્ષસો પૂછે છે, 'આ મિજબાની શા માટે રાખી છે?' ત્યારે પેલો રાક્ષસ કહે છે, 'એક નાનો છોકરો આવ્યો. તેનાં હાથમાં પેટી હતી એને ચપ્પુ હતું. સરકારનું નગારુંફ ાટેલું હતું. તેથી મારુંચામડું કાઢવા આવ્યો. ત્યારે મેં અવી માનતા માની લીધી હતી કે મારુંચામડું ન કાઢે તો તાજોમાજો બકરો મારીને ખવડાવીશ એવી માનતા લીધી હતી તેથી તમને હું અહીં લાવ્યો છું અને જમાડવાનો છું.' તે સાંભળીને મોટોમાં મોટો રાક્ષસ હતો તે બોલીને હસે છે કે હું તો પેલા છોકરાને આમ કરીને જ ગળીને ખાઈ જાત. એમ બોલીને ઉપર નજર નાખીને તાળી પાડીને હસે છે. તેના જ વડની નીચે પેલા બે જણા હતા. તેમને એમ લાગ્યું કે અમને જ શોધી કાઢ્યા છે તેથી તે ઊંચે





જોઈને હસે છે. હજામના છોકરાએ પેલા કારભારીના છોકરાને એક જ લાત ઠોકી અને એમ કહ્યું, 'જોજો, રાક્ષસો, આ તો કડકડતી વીજળી પડે છે. આ તો નાના ને જવા દે અને મોટાને જ પકડજે. આમ કહીને પેલા કારભારીના છોકરાને માર્યુ એટલે તે આ ડાળે ને બીજી ડાળે અથડાતો અથડાતો પડ્યો. તેમણે (રાક્ષસોએ) સાંભળ્યું એટલે બધા ખાધા વગર એવા નાઠા કે મોટો રાક્ષસ તો નાનાં નાનાં વૃક્ષો પણ ઉખાડતો નીકળી ગયો. કારણ કે પહેલાથી જ જેને બીક હતી તે રાક્ષસ પહેલા નાઠો. એટલે તેને જોઈને બધા જ દોડવા લાગ્યા, પછી છોકરો નીચે ઊતર્યો અને ખવાય તેટલું માંસ ખાધું એને કારભારીના દીકરાને પણ ખવડાવ્યું. પણ તેને લાત ઠોકીને ગબડાવી પાડ્યો હતો તેથી તેનો એક હાથઅને એક પગ તૂટી ગયો હતો. પેલો હજામનો છોકરો કારભારીના છોકરાને ઊચકીને ઘેર લઈ ગયો. તેને પૂછતા હતા ત્યારે હજામનો છોકરો કહે છે, 'તેને ઘણી બીક લાગી અને ત્યાં એક મોટો રાક્ષસ હતો તેને જોઈને દોડવા ગયો તો ઊંચેથી નીચે પટકાઈ પડ્યો.' તેને કહ્યું, 'મારું નામ ન દેતો, નહિ તો હું જોઈ લઈશ.' પછી પેલા કારભારીના દીકરાએ તેનું નામ ન દીધું પણ, 'મા, મા પડી ગયેલો.' પેલા છોકરાએ બધી જ વખત હોંશિયારી વાપરીને મારો જીવ જતો હતો ને રોકી લીધો. ◎◎





# ચાલો નવા શબ્દો શીખીએ



કોઈપણ ભાષાને સારી રીતે સમજવી હોય, શીખવી હોય તો તેના શબ્દો જાણવા જરૂરી બને છે. શબ્દો સહેલાઈથી શીખવા માટે શબ્દની સાથે ચિત્ર હોય તો તે સરળતાથી શીખી શકાય છે. આ અંકમાં આપણે અલગ અલગ આદિવાસી ભાષાઓના શબ્દોને શીખીએ :

| | | |
|---|---|---|
| ડૂંટી | ગુજરાતી | કમર |
| ડૂટી | રાઠવી | કેળ |
| દૂટી | ડુંગરી ભિલી | કેંર |
| ડૂંટી | પંચમહાલી ભીલી | કેડ |
| ડૂટી | ગરાસિયા | કેર |
| બેંબ | દેહવાલી | કોંબોર |
| ભૂંમ | પાવરી | ખાંદ |

| | | |
|---|---|---|
| સાથળ | ગુજરાતી | પગ |
| સાતળ | રાઠવી | પોગ |
| હાથોળ | ડુંગરી ભિલી | પોગ |
| હાતોળ | પંચમહાલી ભીલી | પોગ |
| હાથળ | ગરાસિયા | પેગ |
| જાંગ | દેહવાલી | પાગ |
| જાંગ | પાવરી | પાય |









| | | |
|---|---|---|
| ઢીંચણ | ગુજરાતી | પગનો પંજો |
| માંડા | રાઠવી | પંજો |
| ગોડો | ડુંગરી ભિલી | પગલું |
| ઢીસુણ | પંચમહાલી ભીલી | પોગનો પંજો |
| ગોડો | ગરાસિયા | પેગલુ |
| ગુડો | દેહવાલી | પાટલી |
| માંઢૂ | પાવરી | પાયન પાટલી |





| | | |
|---|---|---|
| પગની ઘૂંટી | ગુજરાતી | એડી |
| પોગની કુણી | રાઠવી | પૂઠી |
| ગુટી | ડુંગરી ભિલી | પની |
| ઘૂટી | પંચમહાલી ભીલી | એડી |
| ઘૂટી | ગરાસિયા | એડી |
| પાગા ડોઓ | દેહવાલી | ખેટવો |
| પાયન ગુટયા | પાવરી | ખેડૂ |





| | | |
|---|---|---|
| પગનું તળિયું | ← ગુજરાતી → | બરડો |
| તળયુ | ← રાઠવી → | વાંહો |
| પોગનું તળિયું | ← ડુંગરી ભિલી → | વોહો |
| પોગનું તળગ્યું | ← પંચમહાલી ભીલી → | બૈડો |
| તોળિયું | ← ગરાસિયા → | વોંહો |
| તાલવાય | ← દેહવાલી → | બોઅડો |
| પાયન થલતી | ← પાવરી → | વાંહાં |

| | | |
|---|---|---|
| જખમ પટ્ટી | ← ગુજરાતી → | લોહી |
| પટ્ટી | ← રાઠવી → | લોહી |
| પાટો | ← ડુંગરી ભિલી → | લોઈ |
| જુખૂમ | ← પંચમહાલી ભીલી → | રોગોત |
| પાટો | ← ગરાસિયા → | લોઈ |
| સાતી | ← દેહવાલી → | ડેડ |
| જોખમ | ← પાવરી → | લુય |





# ફરી મળીશું



ઘણા સમય પહેલાની ચીન દેશની એક વાર્તા છે. એક છોકરો હતો. એ નિશાળે ભણતો હતો. પણ ભણવામાં એણે ખાસ રસ હતો નહી. એ રોજ કાગળ લઈ એના પર મોર જેવા પક્ષીનું ચિત્ર દોરતો હતો. રોજ એ જ ચિત્ર દોરતો, વારંવાર દોરતો, એવું કરતો ગયો. શિક્ષકે પુછ્યું, ‘‘કેમ, વાચવામાં રસ નથી પડતો તને ?’’ એણે જવાબ આપ્યો,‘‘આ ચિત્ર દોરવું મને ગમે છે.’’ શિક્ષકે આ બાળકના માતાને જણાવ્યું, કે એના મનમાં તો સાવ  આ ચિત્ર વાળો પક્ષીજ છવાઈ ગયો છે. માતાએ એણે પુછ્યું, ‘‘અલ્યા, કેમ આ પક્ષી પાછળ તુ પડ્યો છે ? ’’ છોકરાએ કીધું, ‘‘આ પક્ષી મારીસાથે વાતો કરે છે. હું એકલો હોવું છું તો એ મને મળવા આવે છે. હું એણે જે પણ કહુ એ કામ પણ કરે છે. મારામાટે મિઠી મિઠી કેરી, જામફળ લેતું આવ્યું. હું ગીત ગાવુ છું ત્યારે એ નાચે છે. મા એ કીધું, ‘‘ગાંડો થઈ ગયો છે ? આ તો માત્ર ચિત્ર છે. આવા બધા ધંધા બંદ કર અને ભણતા થઈ જા.’’ માં ના ઠપકાથી છોકરાનો ચેહરો દુ:ખથી કરમાઈ ગયો અને એ  ડુસકો ભરવા લાગ્યો.

એની મા પોતાના કામે ખેતરમાં જતી રહી. ધીમે ધીમે કાગળ માંથી મોર જેવું પક્ષી જાગતું થયું અને બાળક પાસે આવ્યું. એના પીંછોથી એના ગાલ અને આંખ લુંછવા લાગ્યું. બાળકે આંખ ખોલી જોયું તો સુંદર  ભુરા અને રાતા રંગવાળો પક્ષી હતું. બાળકને ખુબ આનંદ થયો અને એ નાચવા-કુદવા માંડ્યો. સાથે સાથે પક્ષી પણ એક જગ્યાથી કુદી બીજી જગ્યા સુધી અને બીજી જગ્યાથી કુદી બાળકના ખભાપર બેસવા લાગ્યું. પછી એને ખભાપર બેસાડી બાળક માં ને ખોળવા ખેતરે ગયો. પણ જયારે માં પાસે ગયો તો પક્ષી અલોપ થઈ ગયું. અને ફરી એકવાર બાળકના હાથમાં રહેલ કાગળપર ચિત્ર બની ગયું. પછી બાળકને માં એ ફરી એકવાર કીધું, ‘‘તારા ઘેલાપણાથી હું તો હવે થાકી ગઈ છું. જા નિશાળે જતો રે.’’ બાળક ફરી એક વાર ઉદાસ થઈ ગયો અને કાગળ તરફ જોઈ કેવા લાગ્યો,‘‘મારા ભુરા અને રાતા રંગવાળા પંખીડા ફરી એકવાર મને મળવા માટે આવ ને.’’ આમ ફરીફરી કેતો રહ્યો અને ખરેખર જ કાગળપરનો પક્ષી ફરી એક વાર જીવતું થયું. એણે કીધું,‘‘તુ એકલો હોઈશ ત્યારે જ હું તને મળવા આવીશ. બીજા કોઈ હોય તો મને બોલાવીશ નહી.’’ બાળકે પુછ્યું, ‘‘પણ તુ ખરેખર આવીશ ને ?’’ પક્ષીએ સરસ સીસોટી જેવા અવાજમાં કીધું, ‘‘હું તો તારામાટેજ છું.’’ બાળકને લાગ્યું કે કાગળ પર એક ચિત્ર તૈયાર કરવાથી આખું પક્ષી તૈયાર થાય છે તો વધારે ચિત્રો બનાવીશ તો આખી દુનિયા પણ તૈયાર થઈ શકશે. ત્યાર પછી જે પણ કાગળ હાતમાં જડે તો





તરત જ ચિત્ર દોરવાનું એણે શરૂ કરયુ અને પછી જાતજાતના પ્રાણીઓ અને પક્ષીઓનું ચિત્ર દોરવાની કલા એણે પામી લીધી.

વર્ષો વીતી ગયા. આ બાળક પણ ધીમે ધીમે મોટો થયો. એની મા પણ ઘરડી થઈ. એક દિવસ માં એ કીધું, ‘‘બેટા, હવે તારો લગન કરવો છે. હું તો હવે થાકી ગઈ છું અને ઘરમાં મારી મદત કરવા માટે કોઈની જરૂર છે.’’ ચિત્રકારે કીધું,‘‘ હા, માં તુ જે કહીશ તે મને મંજુરી છે.’’ માં એ એના માટે કન્યાઓ જોવાનું શરૂ કરયું, પણ કોઈએ એણે પસંદ કરયું નહીં. બધા ના પાડવા લાગ્યા, કહેવા લાગ્યા, ‘‘આ તો સાવ અભણ છે, અને એ કમાણી પણ ક્યાં કરે છે ?’’ માં તો ખરેખર જ કંટાળી ગઈ. અને ખુબ ગુસ્સે થઈ આ ચિત્રકારને કીધું,‘‘હું હવે થાકી ગઈ છું. તુ અને તારું નસીબ. હવે અહીંથી જતો રે. હું મારું સાચવી લઈશ.’’ ચિત્રકાર બિચારો બધા કાગળ અને દોરેલાં પક્ષી અને પ્રાણી લઈ બીજા ગામતરફ નીકળ્યો. કોઈકે એને રહેવા માટે જગ્યા આપી નહીં, કોઈકે એણે ખાવા માટે રોટલો પણ આપ્યો નહીં, કોઈકે એને પીવા માટે પાણી પણ આપ્યું નહીં. ચાલતા ચાલતા એ એક મોટા શહેર સુધી પહોચી ગયો. એ શહેર હતું રાજાની રાજધાની. રાજધાનીમાં ચૌકીમાટે સૈનિકો ફરતા હતા, જેમાંથી એકને આપણા ચિત્રકારને જાયો. અને એને પકડી કોટવાર સુધી લઈ ગયો. કોતવારે પુછ્યું, ‘‘ભાઈ, તમે કોણ છો ?, તમે ક્યાંથી આવ્યા ? તમે ક્યા જવાના ? તમારું નામ? બાપનું નામ ? વ્યવસાય ?’’ પેલો તો ખુબ ગભરાઈ ગયો. કશું બોલુ શક્યો નહીં. કોટવારની નજર એના ખભાપરના થેલામાંના કાગળ પર પડી. ‘‘ચોરીનો માલ છે ?’’ કોટવારે પુછ્યું. પેલો તો વધારે ગભરાયો. કોટવારને નવાઈ લાગી, કે ચોરી કરે તો કાગળની શા માટે ! કોટવાર ગુંચવણમાં પડ્યો, એટલે ચિત્રકારને વઝીર પાસે લઈ ગયો. વઝીરની સ્થિતી પણ એજ એટલે વઝીર છેક રાજા સુધી લઈ ગયો. રાજાએ પુછ્યું,‘‘ભાઈ આ કાગળમાં આટલા ચિત્રો કોણે બનાવેલા છે ?’’. ચિત્રકારે કીધું,‘‘મારા જ બનાવેલા છે. તમને જોવું હોય તો મને કાગળ આપો હું તમને ચિત્રો બનાવીને બતાવું. અને માત્ર આ ચિત્રો નથી. એ ખરેખરના પ્રાણીઓ અને પક્ષીઓ છે. રાજાએ કીધું,‘‘એવું હોય ? અને રાજા હસવા માંડ્યો. ચિત્રકારને લાગ્યું કે ખરેખર આમાંથી દરેક પ્રાણી અને દરેક પક્ષી સાથે હું વાત તો કરેલી છે, એમની સાથે નાચ્યો છું, કુદ્યો છું પણ રાજાને કઈ રીતે હું સમજાવીશ. એટલે એ કશું જ બોલ્યો નહીં. પણ એની આ સ્થિતી જોઈ ભુરા અને રાતા રંગ વાળો પક્ષી અચાનક કાગળમાંથી જીવતું થયું અને ગાવા લાગ્યું. રાજાને પણ નવાઈ લાગી. અને ચિત્રકારને વાત પર એને વિશ્વાસ આવ્યો. પછી રાજકુમારી સાથે એના લગન કરયા. અને પોતાની માં અનેરાજકુમારી સાથે રાજમહેલમાં રહેવા લાગ્યો. ☺☺



